॥ ॐ ॥

# ॥ मदिरास्तोत्र तथा कामस्तव ॥



## ॥ मदिरास्तोत्र ॥

ॐ. આ મદિરાસ્તોત્રલઘુમાલામંત્રના શ્રીવિવેક ઋષિ, નાશ-રહિત છંદ, મદિરા દેવતા, મનને આનંદમય કરવાના સામર્થ્યવાળી એવી ભ્રાંતિ આ બીજ, સ્વકર્તવ્યમાં પ્રમાદ ઉત્પન્ન કરી શરીરસામર્થ્યાદિની હાનિ કરનારી આ શક્તિ, અને તેની ઉપાસનાને સજી દેવામાં તેના ભક્તોના મનની અત્યંત નિર્બળતા આ કીલક છે.

કરન્યાસઃ—પોતાના અનન્ય ભક્તોને પ્રાતઃકાળવિષે શય્યામાંજ પોતાનું પ્રેમપૂર્વક સ્મરણધ્યાન કરાવવાના પ્રબળ સામર્થ્યવાળી એ પ્રમાણે અંગૂઠાઓને નમસ્કાર, પોતાના ઉષ્ણસ્વભાવથી પીનારના ગળામાં દાહ ઉપજાવવાની શક્તિવાળી એ પ્રમાણે તર્જનીઓને નમસ્કાર, દ્રવ્ય તથા સમયનો દુરુપયોગ કરાવી શુભ વિચાર તથા શુભ આચારનો નાશ કરવાના બળવાળી એ પ્રમાણે મધ્યમાઓને નમસ્કાર, પોતાના ભક્તોને ઉન્મત્ત કરવાના પ્રભાવવાળી એ પ્રમાણે અનામિકાઓને નમસ્કાર, અવિચારી ને વિષયી મનુષ્યોને શીઘ્ર પોતાના ભણી આકર્ષણ કરનારી એ પ્રમાણે કનિષ્ઠિકાઓને નમસ્કાર, અને મનુષ્યને પોતાને વશ કર્યા પછી પ્રાયશઃ તેને પોતાની અધીનતામાંથી નહિ છોડવાના સ્વભાવવાળી એ પ્રમાણે હથેળીઓને તથા હાથના નીચેના ભાગોને નમસ્કાર.

---

પ્રકટકર્તાઃ—કુંવરજી દયાળજી દેશાઈ.
સરભોણ—જીલ્લા સુરત.

**હૃદયાદિન્યાસઃ**—પોતાના અનન્ય ભક્તોને પ્રાતઃકાળવિષે શય્યામાંજ પોતાનું પ્રેમપૂર્વક સ્મરણધ્યાન કરાવવાના પ્રબળ સામર્થ્યવાળી એ પ્રમાણે હૃદયને નમસ્કાર, પોતાના ઉષ્ણસ્વભાવથી પીનારના ગળામાં દાહ ઉપજાવવાની શક્તિવાળી એ પ્રમાણે શિરપર સ્વાહા, દ્રવ્ય તથા સમયનો દુરુપયોગ કરાવી શુભ વિચાર તથા શુભ આચારનો નાશ કરવાના બળવાળી એ પ્રમાણે શિખાપર વષટ્, પોતાના ભક્તોને ઉન્મત્ત કરવાના પ્રભાવવાળી એ પ્રમાણે કવચને હુમ, અવિચારી ને વિષયી મનુષ્યોને શીઘ્ર પોતાના ભણી આકર્ષણ કરનારી એ પ્રમાણે ત્રણ નેત્રોને વૌષટ્, અને મનુષ્યને પોતાને વશ કર્યા પછી પ્રાયશઃ તેને પોતાની અધીનતામાંથી નહિ છોડવાના સ્વભાવવાળી એ પ્રમાણે અસ્ત્રને ફટ્.

મદિરાની વાસ્તવિક કૃપા મેળવવામાટે તેના ઉપાસકોને નિત્ય વિવેકપૂર્વક પાઠ કરવામાં તથા દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવામાં આ સ્તોત્રનો **વિનિયોગ** છે.

**ધ્યાનઃ**—મદિરા જગદંબાને બહુ પ્રિય છે, ભગવતીની જે પાંચ મકારવડે ઉપાસના કરાય છે તેમાં પ્રથમ મકાર મદિરા છે, મદિરા એ આ પૃથિવીઉપરનું અલૌકિક અમૃત છે, મદિરા સ્ત્રીપુરુષોના મનને આનંદના સાગરમાં નિમગ્ન કરનારી છે, ને રાજાઓ તથા ધનાઢ્યોના કેટલાક ભાગની તે પ્રિય સખી છે, માટે વ્યવહાર તથા પરમાર્થની ચિંતા ત્યજી એવી ઉત્તમ મદિરાનું નિરંતર પ્રીતિપૂર્વક ધ્યાન કરવું એ અમારું મુખ્ય કર્તવ્ય છે એમ સમજી મદિરાના અનન્ય ભક્તો નિત્ય તેનું પ્રીતિપૂર્વક ધ્યાન કરે છે.

સુરા, હલિપ્રિયા, હાલા, વરુણાત્મજા, ઈરા, કાદંબરી, મદ્ય, ગંધમાદની, માધવી, મદ, વારુણી, મત્તા, સીતા, ચપળા, કામિની

પ્રિયા, મદગંધા, માધ્વીક, મધુર, આસવ, અમૃતા, વીરા, સીધુ, મૈરેય, ને શૂંડા એ મદિરાનાં મુખ્ય ને પ્રસિદ્ધ નામો છે. દારુ તથા શરાબ પણ મદિરાનાં લોકપ્રસિદ્ધ નામ છે.

હિંદુ, જૈન, બૌદ્ધ, યાહુદી, ખ્રીસ્તી, મુસલમાન, ને પારસીધર્મમાં પોતપોતાના ધર્મનું પાલન કરનાર મનુષ્યને માદક પદાર્થોના સેવનની ના પાડયા છતાં તે સર્વે ધર્મવાળામાં માદક પદાર્થમાં મુખ્ય ગણુવા-યોગ્ય મદિરાના ઉપાસકો થોડાઘણા મળી આવે છે એ સૂક્ષ્મદષ્ટિથી અવલોકન કરનારને અજ્ઞાત નથી. એવી રીતે ધર્માજ્ઞાની ઉપેક્ષા કરાવનારી મદિરા પોતાના એવા પરાક્રમથી વિશ્વમાં મહિમાવતી છે!

" **तस्माद्ब्राह्मणः सुरां न पिबेत्** " ( સુરાપાન કરનાર બ્રાહ્મણુને મરણાંતિક પ્રાયશ્ચિત્તનું દર્શન હોવાથી બ્રાહ્મણુ સુરા ન પીએ, ) એ શ્રુતિ તથા " **सुरापस्य ब्राह्मणस्योष्णामासिञ्चेयुः** " ( સુરા પીનાર બ્રાહ્મણુના મુખમાં અગ્નિવડે તપાવેલી સુરા રેડવી, ) " **सुरापाः कृमयो भवन्त्यभक्ष्यभक्षणात्** " ( સુરાપાન કરનારાઓ અભક્ષ્યનું ભક્ષણુ કરવાથી કૃમિઓ થાય છે, ) ને **मद्यं नित्यं ब्राह्मणो वर्जयेत् ॥** " ( બ્રાહ્મણુ સર્વદા મદ્યનો ત્યાગ કરે, ) એ સ્મૃતિઓ બ્રાહ્મણે આપત્કાળમાં પણુ સુરા તથા મદ્ય ન પીવાં એમ કહે છે, છતાં કેટલાક બ્રાહ્મણો વામતંત્રનો ને કેટલાક બ્રાહ્મણો પશ્ચિમના સુધારાનો (?) આશ્રય ગ્રહણુ કરીને તે શાસ્ત્રવચનોની ઉપેક્ષા કરી પ્રસન્નમને હૃદય બાળનારી મદિરાનું પાન કરે છે, તેથી જણાય છે કે તેમને શાસ્ત્રવચનકરતાં મદિરાનો મદ વધારે પ્રમાણુરૂપ છે. એવી રીતે મૂર્ખજનોઆગળ શાસ્ત્રકરતાં પણુ પોતાનું પ્રબળપણું પ્રસિદ્ધ કરનારી મદિરાના બળવાન્‌પણામાં કોને અવિશ્વાસ થાય?

વામમાર્ગીઓ " જગદંબાને મદ્ય બહુ પ્રિય છે, " એમ કહે

છે તે તેમની ભૂલ છે. જગદંબાને જે મદ્ય પ્રિય છે, તે મદ્ય લોકપ્રસિદ્ધ મદ્ય નથી, પરંતુ શ્રીમહેશ્વરમાં પોતાનો અનન્ય પ્રેમ તે મદ્ય છે, ને તે મદ્ય તેઓ પતિવ્રતાશિરોમણિ હોવાથી તેમને અત્યંત પ્રિય હોય એ સ્વાભાવિકજ છે. જે વામમાર્ગીઓ ને સુફીઓ મદ્ય ને શરાબનો દારુ એવો અર્થ કરી દારુનું સેવન કરવા લાગી આ લોક તથા પરલોકથી ભ્રષ્ટ થાય છે, ને મદ્ય તથા શરાબનો પરમાત્મામાં વિશુદ્ધ પ્રેમ રાખવો એવો વાસ્તવિક અર્થ સમજતા નથી, તથા તદનુકૂળ વર્તતા નથી, તે મનુષ્યોની મતિને મદિરાએ ફેરવી નાંખી છે એમ જણાય છે. જે મદિરા ધર્મને નામે મૂર્ખલોકોના મનમાં પોતાનો ધામો નાંખે તે મદિરાના પ્રબળપણાને કયો મનુષ્ય ન સ્વીકારે ?

કેટલાક મનુષ્યો સોમરસ મદિરા નહિ છતાં તેને મદિરા સમજે છે. સોમરસ મનુષ્યના જ્ઞાનતંતુઓને સાત્ત્વિકબળવાળા કરે છે, ત્યારે મદિરા મનુષ્યોના જ્ઞાનતંતુઓને તામસબળવાળા કરે છે, છતાં તે બંનેને એક કહેવાની બુદ્ધિ જે મનુષ્યોમાં ઉપજે છે તે બુદ્ધિ તેઓમાં મદિરાની પ્રબળ ભક્તિથી ઉપજે છે એમ વિવેકીને સ્પષ્ટ થયા વિના રહેતું નથી.

મદિરાના સેવનથી બુદ્ધિમાં તામસદ્રવ્ય વધે છે, આયુષ્ ઘટે છે, આરોગ્ય બગડે છે, લોકોમાં અપકીર્તિ થાય છે, ઇંદ્રિયોની શક્તિઓ ક્ષીણ થાય છે, ડોળા મોટા ને કુરૂપ થાય છે, શરીરસામર્થ્ય ઘટે છે, સુવિચાર ને સદાચારને અંતઃકરણાદિમાં અવકાશ મળતો અટકે છે, પ્રસંગોપાત્ત ઉન્મત્ત સ્થિતિમાં નકામા ક્લેશો થાય છે, ને દ્રવ્યનો તથા સમયનો દુરુપયોગ થાય છે. રાજાઓને તથા શ્રીમંતોને કોઇ દ્રવ્ય આપી ગાંડા થવાનું કહે તો તેમને બહુ માઠું લાગે, પણ તેઓ પોતાનીમેળે પોતાની ગાંઠનાં નાણાં ખર્ચી દારુ પી ગાંડા થાય છે, તેમાં તેમને લેશ પણ માઠું લાગતું નથી !

કેટલીક સ્ત્રીઓ પણ દેખાદેખીથી મદિરાપાન કરી પોતાના જીવનને ખરાબ કરે છે. આવી ઉન્મત્ત ને હાનિકર પ્રવૃત્તિમાં મનુષ્યોના ચિત્તને ખેંચનારી મદિરા વિશ્વમાં વિજયવતી ગણાય એમાં કાંઇ આશ્ચર્ય નથી.

હે મદિરે ! તું અવિદ્યાની પુત્રી હોય એમ જણાય છે, કેમકે તું એક પ્રકારના અર્થને તારા ભક્તોને બીજા પ્રકારનો દેખાડે છે. વામમાર્ગીઓનું "દીક્ષિતમંદિર" ને "તીર્થ" તથા સુફીઓનું "મં-યખાનું" ને "શરાબ" કલાલનું પીઠું તથા દારુ નથી, પણ પ્રેમ-ભક્તિના ઉત્કૃષ્ટ રસથી શિષ્યોના હૃદયને ઉન્મત્ત કરનાર ને જગતની પ્રીતિને રોકી પરમાત્મામાં વિશુદ્ધ પ્રીતિ ઉપજાવનાર તત્ત્વવિત્ સ-દ્ગુરુનું ગૃહ તથા અનન્યભક્તિ છે, છતાં તું તેમને ઊલટો અર્થ સમજાવી મદ્યના સેવનમાં જોડે છે.

હે મદિરે ! તું મૂર્ખશિરોમણિઓની અધિષ્ઠાત્રી છે. કલાલના પીઠામાં તારું સામ્રાજ્ય હોય છે. જ્યાં મૂર્ખશિરોમણિઓ પોતાનાં પૈસા તને અર્પણ કરી ગાંડા થાય છે, પરસ્પર ગાળાગાળી તથા મારામારી કરે છે, પદાર્થો ભાંગેફોડે છે, રોવે છે, હસે છે, અપ-શબ્દો બોલે છે, ભૂમિની શુદ્ધિઅશુદ્ધિનો તથા આસપાસની સ્થિતિ-નો વિચાર કર્યા વિના અપવિત્ર ભૂમિપર પડે છે, ને પવનથી ઝોકાં ખાતા હોય તેમ પગના સામર્થ્યથી રહિત થયેલા ત્રાંસા ત્રાંસા ચાલવા લાગે છે.

તારા કેટલાક ઉપાસકો તારું આશરે કલાકે કલાકે સેવન કરે છે, તારા કેટલાક ઉપાસકો સવાર, બપોર, ને સાંજ એમ ત્રિ-કાળ તારું સેવન કરે છે, કેટલાક સવારસાંજ તારું સેવન કરે છે, ને કેટલાક નિત્ય ભોજન કરવા બેસતાપહેલાં ને કેટલાક શયન ક-રવાપહેલાં તારું સેવન કરે છે. આવા દ્રવ્ય આપીને તારા દાસ થયેલા

ભક્તોઉપર તુંજ તેમની પૂજ્ય દેવી હોવાથી દયા કરવાને સમર્થ છે.

તારા ભક્તો રાત્રે જ્યારે તારી ઉપાસના કરવા બેઠા હોય ત્યારે તેમની સ્થિતિ જોવાજેવી હોય છે. પ્રથમ તો તારૂં સામીપ્યજ તેમને થોડા ઉન્મત્ત કરી દે છે, તેથી તેમની વાણીનું ને મુખાકૃતિનું ઠેકાણું રહેતું નથી. પછી જેમ જેમ તેઓ તારી ઉપાસનાવડે તારીસાથે અભેદ પામતા જાય છે તેમ તેમ તારૂં સામર્થ્ય તેમનામાં સ્પષ્ટ પ્રતીત થવા લાગે છે. કોઇ હસવા લાગે છે, કોઇ અપશબ્દો બોલવા લાગે છે, કોઇ પરસ્પર ગાળાગાળી કે મારામારી કરવા લાગે છે, કોઇ પ્રલાપ કરવા લાગે છે, કોઇ રોવા લાગે છે, કોઇ પાસેના પદાર્થો ભાંગવાફોડવા લાગે છે, ને કોઇ મૂર્ચ્છિત થઇ પડે છે. બીજા વિવેકીને આ દેખાવ ઘણોજ નઠારો લાગે છે, છતાં તારી ઉપાસનામાં અંધ થયેલા તારા અનન્ય ભક્તોને તારો વિયોગ સહન થતો નથી, ને બીજે દિવસે પુનઃ તેવી ને તેવી ક્રિયામાં તેઓ મૂર્ખ થઇને પ્રવૃત્ત થાય છે, તેથી જણાય છે કે એમણે પોતાનાં તન, મન, ને ધન તનેજ અર્પણ કર્યાં છે. આવા અનન્યભક્તોને જગત્‌માંના તેમના ધન, તન, ને મનોબળરૂપ પદાર્થોથી વહેલો મોક્ષ કરાવનારી તુંજ છે.

વામમાર્ગીઓ તને તીર્થ કહે છે, તને ઉત્પન્ન કરનાર વા વેચનારને દીક્ષિત કહે છે, ને તારા પાત્રને પદ્મા કહે છે. આ સર્વ તેમના કેવળ વિપરીત સંકેતો તારી ભુરકીના પ્રતાપે પ્રાદુર્ભાવ પામ્યા છે. તેઓ રાત્રે જ્યારે ધર્મનું બાનું કાઢી તારા સેવનમાં પ્રવૃત્ત થાય છે ત્યારે તારી સેવા કરવામાં ન્યૂનતા રાખતા નથી. કોઈ સ્ત્રીએ તારી ઉપાસના કરી હોય તો તારા તે અવશેષ એઠા ભાગની બીજા પુરુષો પ્રસન્નમને સેવા કરવા લાગે છે, ને કોઇના પેટમાં તારો સમાસ થવાની જગા ન હોય ને તું તેના મુખવાટે પાછી બહાર પડે તો

તારા અનન્ય ભક્તો તને ભૈરવી જાણી ભૂમિઉપર પડવા દેતા નથી, પણ અધર ને અધરથીજ તને ઉપાડી લઇ તારી ઉપાસના કરવા લાગી જાય છે! આવી રીતે તારા અનન્યભક્તોને જીવતાં પ્રેત બનાવી દેનારી તું સર્વથા પ્રબળ સામર્થ્યવાળી છે એમાં સંદેહ આણવાયોગ્ય નથી.

યુરોપ, અમેરિકા, આફ્રિકા, ને આસ્ટ્રેલિયામાં તારું સામ્રાજ્ય છે, એમ કહીએ તો તેમાં કાંઇ અતિશયોક્તિ થતી હોય એમ જણાતું નથી. એશીઆમાં પણ તું ઉત્તરોત્તર તારો વધારે પગપેસારો કરતી જાય છે. ભરતખંડમાં પણ ન્યૂનાધિક અંશે સર્વ વર્ણ ને આશ્રમમાંના કેટલાક મનુષ્યો તને સેવે છે. કેટલાક સંન્યાસીઓ, બ્રાહ્મણો, બ્રહ્મચારીઓ, કાનફટાઓ, અતીતો, વણિકો, ભાટીઆઓ, બ્રહ્મક્ષત્રિયો, લુવાણાઓ, ને ભણસાળીઆદિ તારી ઉપાસના કરે છે. રજપૂતો, કાઠીઓ, ને બારવાઆદિ જાતિઓ તો પ્રકટપણે તારી સારી રીતે ઉપાસના કરે છે. તું જડ છતાં પણ ઉપર દર્શાવ્યા પ્રમાણે ઘણા મનુષ્યોપર તારું સ્વતંત્ર રાજ્ય ચલાવે છે, તેથી તટસ્થ મનુષ્યોને પણ તારામાં વિચિત્ર પરાક્રમ રહેલું છે એમ સ્વીકાર્યા વિના ચાલતું નથી.

આ મદિરાની અનન્ય ઉપાસનાથી મનુષ્ય શીઘ્ર દેહગેહાદિ લૌકિક બંધનોથી ને સ્વર્ગાદિ અલૌકિક બંધનોથી અનાયાસે મોકળો થાય છે!

આ મદિરાસ્તોત્રનો જે મદિરાભક્ત વિવેકપૂર્વક પાઠ કરશે તે મદિરાનું સેવન, સ્મરણ, તથા ધ્યાન તજી સેવન, સ્મરણ, તથા ધ્યાન કરવાયોગ્ય પરમાત્માનું સેવન, સ્મરણ, તથા ધ્યાન કરી પોતાનું કલ્યાણ સાધશે.

# ॥ कामस्तव ॥

કામ, મદન, મન્મથ, માર, પ્રદ્યુમ્ન, મીનકેતન, કંદર્પ, દર્પક, અનંગ, પંચશર, સ્મર, શંબરારિ, મનસિજ, કુસુમેષુ, પુષ્પધન્વા, રતિપતિ, મકરધ્વજ, આત્મભૂ, ને વિશ્વકેતુ ઇત્યાદિ તારાં પ્રસિદ્ધ નામો છે.

તું અનંગ–શરીરવિનાનો–છતાં પણ શરીરવાળાં જળચરો, કીટો, તિર્યંગો, પક્ષીઓ, પશુઓ, મનુષ્યો, ને દેવોનો ક્ષણમાત્રમાં પરાભવ કરવાનું અદ્‌ભુત સામર્થ્ય ધરાવે છે, તે તારો મહિમા કાંઇ જેવોતેવો નથી.

તું પ્રાણીઓના હૃદયમાંથી ઉપજી તેમની ઇંદ્રિયો તથા અંતઃકરણને મથી નાંખનારો તથા તેમનાં શરીરોમાં જ્વરજેવી પ્રતીતિ કરાવનારો છે. બીજા જ્વરની અન્યને સ્પષ્ટ પ્રતીતિ થાય છે, પણ તારા જ્વરની સ્પષ્ટ પ્રતીતિ અન્યને થતી નથી. સ્વર્ગાદિમાં મર્ત્યલોકના જ્વરો નથી, પણ તારો જ્વર એટલે કામજ્વર તો ત્યાં પણ નિરંકુશપણે પોતાનું કામ કરે છે, અત એવ તારું સામર્થ્ય અલૈકિકજ છે.

કેટલાક મનુષ્યો તારા પ્રબળ પ્રતાપથી પોતાની રૂપગુણસંપન્ન સ્વસ્ત્રીનો ત્યાગ કરી પરદારામાં કે વેશ્યામાં અનુરાગવાળા થઇ દુઃખાનુભવ કરે છે. રાવણ પોતાના સમયમાં બહુ સમર્થ છતાં પણ તારા બાણથી વિંધાઇ શ્રીસીતાજીનું હરણ કરવામાં પ્રવૃત્ત થયો, ને અંતે પોતાના વિસ્તૃત કુટુંબસહિત નાશ પામ્યો. એવા સમર્થ રાવણનો પરાભવ કરનાર તું નિઃસંશય તે રાવણથી પણ અતિ બળવાન્ છે.

પ્રાણીઓને ઉન્મત્ત કરી તેમનું ભાન ભૂલાવી દેનારાં તારાં બાણોથી ઘાયલ થઈ કેટલાક મનુષ્યો શાસ્ત્રાજ્ઞા ને લોકવ્યવહારનું ઉલ્લંઘન કરી અત્યંત અનુચિતરીતે વર્તે છે. મનુષ્યોને એવી અ-ત્યંત અનુચિત પ્રવૃત્તિમાં જોડવાનું તારું સામર્થ્ય કયા પાપભીરુના ચિત્તમાં ભય ન ઉત્પન્ન કરે?

કેટલાક રજપૂત રાજાઓ સામાન્ય મનુષ્યથી ઉલ્લંઘન ન કરી શકાય એવી તારી સત્તાને વશ થઇ રાજકન્યાઓમાટે પરસ્પર યુદ્ધ કરીને પોતાની તથા અન્યની અધોગતિમાં અને ભરતખંડની અવનતિમાં કારણભૂત થયા છે. તેમની તેવી-સ્વહિતપરહિતનો વિ-ઘાત કરનારી-કુચેષ્ટા સ્પષ્ટરીતે તારા મહિમાનેજ ઊઘાડો કરે છે.

સુંદ તથા ઉપસુંદનામના બે રાક્ષસભાઇઓ તારા પ્રતાપથીજ માર્યા ગયા, નારદ તથા પર્વત ઋષિ પણ તારા પ્રસાદથીજ પરસ્પરના, વૈરી બન્યા હતા, ને નારદને મર્કટના જેવું મુખ પણ તારી કૃપા-થીજ પ્રાપ્ત થયું હતું.

વિદ્વાનો તને સર્વથી અત્યંત રૂપવાન્ કહે છે, કેમકે જ્યારે તું કોઇ પણ મનુષ્યમાં વાસ કરે છે ત્યારે તેનું પ્રીતિપાત્ર અન્ય મ-નુષ્ય ગમે તેવું કુરૂપ હોય તોપણ તું તેને સુરૂપ દેખાડે છે. આ-નંદથી ભરપૂર હૃદયવાળા મનુષ્યને આખું વિશ્વ આનંદમય પ્રતીત થાય છે તેમ અત્યંત રૂપવાન્ તું જેના હૃદયમાં વાસ કરે છે તેને કુરૂપ પ્રાણી સુરૂપ પ્રતીત થાય તેમાં આશ્ચર્ય નથી.

તારી અત્યંત ભયંકર, ક્રૂર, ને અસહ્ય સત્તાને વશ થઇનેજ બ્રહ્મચારી એવું નામ ધારણ કર્યા છતાં બ્રહ્મચારીઓનો મોટો ભાગ યથાર્થ બ્રહ્મચર્ય પાળી શકતો નથી, ગૃહસ્થોનો મોટો ભાગ તેમને પાલન કરવાયોગ્ય બ્રહ્મચર્યનું યથાવિધિ પરિપાલન કરી શકતો

નથી, અને તપસ્વીઓ ને સંન્યાસીઓનો વેશ તથા નામ ધરનારાઓ-માંનો મોટો ભાગ પણ પોતાનો ઊર્ધ્વરેતાનો આશ્રમ જાણ્યા છતાં યથાર્થ ઊર્ધ્વરેતા રહી શકતો નથી. એવી રીતે સર્વ આશ્રમોમાં તારી વિજયધ્વજા ફરકી રહેલી જોવામાં આવે છે.

રાજસ આહારવિહારનો ત્યાગ કરવાથી, મન નેત્ર ને વાણી આદિના વેગ પાછા વાળતા રહેવાથી, અને સ્વસામર્થ્યાનુસાર બ્રહ્મ-ચર્ય પાળવામાટે કરેલા સંકલ્પનું સાવધાનતાપૂર્વક સતત સ્મરણ રાખી તદનુકૂળ વર્તવાથી તારાં બાણો નિષ્ફળ કરી શકાય છે, છતાં તારા ભક્તો તારી ઉપાસનાથી વિમુખ થવા ઇચ્છતા ન હોવાથી તે નિયમોનું પરિપાલન કરતા નથી, એ તારા અલૌકિક વશીકરણનોજ પ્રતાપ છે.

તું જીવોના અંતઃકરણોને અત્યંત વ્યાકુળ કરી નાંખે છે, તે-મની ઇંદ્રિયોને તથા શરીરોને કંપયુક્ત કરે છે, તેમનાં નેત્રો ને ગા-લોને વિકસિત કરે છે, તેમને ઉન્મત્ત કરી ન બોલવાનું બોલાવે છે, ને તેમના હાથોને બહુ ચપળ કરે છે. એવી રીતે દેહાભિમાનીઓને વાનરાની પેઠે નચાવનારા તને ધન્ય છે.

તું જે મનુષ્યમાં પ્રવેશ કરે છે તે મનુષ્યને તેની પદવિ ભૂલાવે છે, તેની આસપાસ કોણ કોણ મનુષ્યો છે તથા કયા કયા અદૃશ્ય દેવો છે તેનું અત્યંત વિસ્મરણ કરાવે છે, યોગ્યાયોગ્ય દેશકાળનું ભાન ભૂલાવે છે, કર્તવ્યને તિલાંજલિ અપાવે છે, ને તેની અનુચિત પ્રવૃ-ત્તિના પરિણામઉપર પડદો નંખાવે છે. એવી રીતે મનુષ્યાદિને ઉ-ન્મત્ત કરી દેનાર તું અવશ્ય મહાસામર્થ્યવાન્ છે એમ કહ્યા વિના ચાલતું નથી.

તું તારા અનન્યભક્તોના શરીર, મતિતંતુઓ, જ્ઞાનતંતુઓ, ઇં-

દ્રિયો, ને અંતઃકરણના બળનો નાશ કરી તેમના આયુષ્નો પણ શીઘ્ર નાશ કરે છે,' વા તેમને ઉન્મત્ત, અપસ્મારરોગયુક્ત, કે હત-વીર્ય બનાવે છે, છતાં તારા અનન્યભક્તો તારી ઉપાસના કરવામાં નિત્ય આગ્રહપૂર્વક પ્રવૃત્ત રહે છે, તે તારા સંમોહનબાણનાજ પ્રતાપ છે, એમ કહ્યા વિના કેમ ચાલે?

તારા પ્રબળ પ્રતાપને વશ થઈ સ્ત્રીની તૃષ્ણાને વશ થવાથી કેટલાક બ્રાહ્મણાદિ પુરુષો ખ્રીસ્તી કે મુસલમાન થાય છે, કેટલાક પુરુષો તારી આજ્ઞાને અનુલ્લંઘનીય સમજી વારવનિતાઓના ગુલામ બને છે, અને કેટલાક ઉત્તમ જાતિવાળા પુરુષો તને પરમ ઉપાસ્ય માની પોતાના જાતિકુળનું યોગ્ય અભિમાન ત્યજી અભક્ષ્યનું ભક્ષણ ને અપેયનું પાન કરે છે.

તું તારે વશ થયેલા તારા ભક્તોને નિદ્રાજન્ય આનંદ લેવા દેતો નથી, તેમને દેહનિર્વાહજેટલો યોગ્ય આહાર પણ લેવા દેતો નથી, ને કોઇ વેળા તારા અનન્યભક્તને તેણે માનેલા પ્રિયતમ શરીરના વિયોગમાં ચિંતાગ્નિમાં બાળી મરણનું શરણ પણ અપાવે છે.

તું શ્રીબ્રહ્માનો પુત્ર છતાં તેં તારા પૂજ્ય પિતા શ્રીબ્રહ્માને પણ વશ વર્તાવવા એક વાર પ્રયત્ન કર્યો હતો, તેથી તારી ધૃષ્ટતા નિઃસીમ છે એમાં કોઇ વિવેકીને શંકા ઉત્પન્ન થવાનો સંભવ નથી.

વેદો, વેદાંતો, દર્શનો, ધર્મશાસ્ત્રો, પુરાણો, ને અન્ય શાસ્ત્રો શીખેલા પણ જ્યાંસુધી પ્રત્યગભિન્ન બ્રહ્મનો અપરોક્ષઅનુભવ કરવા સમર્થ થતા નથી ત્યાંસુધી તું તેમને, તેઓ પોતાના મનમાં પો-તાને ગમે તેટલા મોટા માનતા હોય તોપણ, તારા કિંકરજ ગણે છે, ને તે યોગ્યજ છે.

વિજાતીયશરીરના સ્મરણમાત્રવડેજ તું મનુષ્યાદિનાં શરીરાદિને

પરવશ બનાવી દે છે, ને તે વિજાતીયશરીરના સાભિલાષદર્શનવડે તું મનુષ્યાદિને ઉન્મત્ત કરી મૂકે છે, તેથી તું અસાધારણ પરાક્રમવાળો છે એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે.

કૃષ્ણ, રક્ત, શુક્લ, કે વિમળ બ્રહ્મચર્યમાંનું કોઇ એક બ્રહ્મચર્ય સ્વસામર્થ્યાનુસાર મોક્ષસાધકે અવશ્ય પાળવું જોઇએ એમ શાસ્ત્રાદિદ્વારા જાણનારામાંનો તથા અન્ય મનુષ્યોઆગળ તેવું આગ્રહપૂર્વક પ્રતિપાદન કરનારામાંનો મોટો ભાગ તેવું જાણ્યા છતાં તથા તેવું પ્રતિપાદન કર્યા છતાં મુંગા મુંગા દીનપણે તારી અનુલ્લંઘનીય આજ્ઞાનું અનુસરણ કરે છે તે સર્વ અવશ્યમેવ તારા પ્રબળપણાનેજ સ્પષ્ટ કરે છે.

પોતાને મોક્ષસાધક માનનાર પુરુષ કે સ્ત્રીને તેમના સદ્ગુરુએ તેમના અધિકારનો પરિપૂર્ણ વિચાર કરી તેમની ઉન્નતિમાટે જે પ્રકારનું બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા કરી હોય તે પ્રકારનું બ્રહ્મચર્ય તેમાંનો કેટલોક ભાગ તારી આજ્ઞાનેજ શિરોધાર્ય સમજી પાળતો નથી, એ તારા અદ્ભુત સામર્થ્યનો પ્રબળ પુરાવો છે.

સંમોહન, ઉન્માદન, શોષણ, તાપન, ને સ્તંભન એ નામનાં તારાં પાંચ બાણો જોકે કમળ, અશોકપુષ્પ, આંબાની મંજરી, નવમલ્લિકા, ને નીલકમળનાં કહેવાય છે તોપણ તેવડે તું દેહાભિમાની પ્રાણીના હૃદયને સહૃદય મનુષ્યને દયા ઉપજે એવી રીતે વિંધી નાંખી અત્યંત દુઃખી કરે છે, તેથી અનુમાન થાય છે કે તારાં તે બાણો અત્યંત ભયંકર વિષયુક્ત કંટકોવાળાં હોવાં જોઇએ.

દેહાભિમાની પ્રાણીઓ જ્યારે યોગ્ય વયનાં થાય ત્યારે તેમાંનો મોટો ભાગ બહુધા કોઇના પ્રત્યક્ષ ઉપદેશવિનાજ તારી ઉપાસનામાં પરમ પ્રીતિથી પ્રવૃત્ત થાય છે, ને કેટલાક મનુષ્યો તો લોકવેદની

મર્યાદાનું ઉલ્લંઘન કરી તારી ઉપાસનાનેજ પરમપુરુષાર્થરૂપ સમજી તારી ઉપાસનામાંજ પોતાનો ઘણો ખરો સમય ગાળે છે, તેમની આવી પ્રવૃત્તિ અવશ્ય તારા મહિમાનીજ સૂચક છે.

તું મહાસાહસિક છે, કેમકે તું તારા વિનાશનો વિચાર નહિ કરતાં સ્વાત્મારામ શ્રીમહેશ્વરને પોતાને વશ વર્તાવવા પ્રવૃત્ત થયો હતો, ને તેમના કોપાનળથી દગ્ધ થઈ અંતે અનંગ એવા નામને પ્રાપ્ત થયો છે.

તારો પરાજય કિંવા નાશ એટલે સ્ત્રીપુરુષને પરસ્પરના સ્થૂળશરીરમાં રહેલી સ્થૂળપ્રીતિનો તેમના ચિત્તમાંથી ત્યાગ, અને સૂક્ષ્મતમ વિષયરૂપ બ્રહ્મવિષે તેમના ચિત્તમાં વિશુદ્ધ પ્રીતિની ઉત્પત્તિ. જેમ ઓળખીને સેવેલો ચોર ઓળખનારપ્રતિ ચોર મટી તેનો મિત્ર થાય છે તેમ તારા સ્વરૂપને ઓળખીને–તારા સેવનથી થનારાં સુખદુ:ખને યથાર્થ જાણીને–તારું સેવન કરવાથી તું તેનો શત્રુ મટી મિત્ર થઈ તેને વશ વર્તે છે, તે યોગ્યજ છે.

તું આનંદરૂપ બ્રહ્મથી અત્યંત ભિન્ન ને વિપરીતલક્ષણવાળો હોવાથી સર્વથા દુ:ખરૂપજ છે, છતાં તારામાં જે જીવોને સુખનું ભાન થાય છે તે સુખાનુભવ થવાના વાસ્તવિક કારણને નહિ સમજવાથી થાય છે. તારા પ્રબળ સામર્થ્યથી [illegible] પામેલું ચિત્ત તારા સેવનથી કેટલીક ક્ષણો અંતર્મુખ થાય છે, તેથી તેમાં આત્માના આનંદનું પ્રતિબિંબ પડવાથી જીવને સુખાનુભવ થાય છે, એવી રીતે મનુષ્યને તારા સેવનથી સુખ થતું નથી, પણ ચિત્તની સ્થિર-

તેમાં આત્માનો આનંદસ્વભાવ પ્રતિબિંબિત થાય છે

થાય છે, પરંતુ ભ્રાંત પ્રાણીઓ એ વાત જાણ-

નારી અનન્યભક્તિમાં જોડાય છે.

હે કામ ! તેં પુરુષ કે સ્ત્રીથી વિજાતીય શરીર કે જે મલિન પદાર્થોના સમૂહરૂપ છે તેના ધ્યાન, દર્શન, ભાષણ, ને સ્પર્શમાં તારા પુરુષ કે સ્ત્રીરૂપ ભક્તોને સુખ સમજાવ્યું છે, તેથી તારા તે ભક્તો તારી સ્થૂળ ઉપાસનાજ કરે છે, હવે તેમાંના યોગ્ય મનુષ્યોપર દયા કરી તેમને સર્વ પ્રાણિપદાર્થોના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં વિશુદ્ધ પ્રેમ રાખતાં શીખવ. કામુક પુરુષ જેમ પોતાની પ્રિય સ્ત્રીમાં ને કામુક સ્ત્રી જેમ પોતાના પ્રિય પતિમાં અત્યંત પ્રેમ રાખે છે તેમ તેમણે ક્રમાત્ તેમનું અધિષ્ઠાન જે સત્યસ્વભાવવાળું બ્રહ્મ છે એમાં પરમ પ્રીતિ રાખવી જોઇએ. તારો વિશ્વમાં જે સદ્ભાવ છે તે પણ પ્રાણીઓને પ્રથમ સ્થૂળ પ્રેમમાં જોડી ક્રમાત્ તેમને પ્રેમનું વિશુદ્ધ સ્વરૂપ સમજાવી પછી પરમ સત્ય વસ્તુમાં તેમને વિશુદ્ધ પ્રેમ ઉપજાવી તેમાં તન્મય કરી કૃતાર્થ કરવાનો છે. આ રહસ્ય તારા કૃપાપાત્ર ભક્તોને અવશ્ય સમજાવજે, કેમકે સારા ગુરુઓ પોતાના કૃપાપાત્ર શિષ્યોથી કોઇ પણ વાત ગુપ્ત રાખતા નથી.

જે વિચાર ને જે ક્રિયા મનુષ્યની સ્વાભાવિક શાંતિતૃપ્તિને દૂર કરી તેને અસાધારણ અશાંતિ ને અતૃપ્તિ આપે છે તેમાં તું મનુષ્યને સુખનો સંભવ જણાવી પ્રવૃત્ત કરે છે, ને પછી તે મનુષ્યની મૂર્ખતાપર તું ક્રૂર હાસ્ય કરે છે. ક્રૂરતાયુક્ત હાસ્યની પણ સીમા હોવી જોઇએ, તેથી હવે તું તે મનુષ્યમાંના યોગ્ય મનુષ્યપર દયા કરી તેમને તેમના પરમાનંદસ્વરૂપમાં પરમપ્રીતિ રાખવાનું સૂચવી તેમના પરમાનંદસ્વરૂપમાં રહેલી અપાર શાંતિ ને તૃપ્તિનો અનુભવ કરવા પ્રયત્નશીળ થવા સૂચવ. આમ તેં તેમનું હિત કર્યું ગણાશે.

તારી આજ્ઞાનું પરમ પ્રેમથી નિરંતર પરિપાલ-

ગયેલા કોઇ મનુષ્યો જો હવે પોતાની પાછળની દુષ્ટ પ્રવૃત્તિના સંબંધમાં વારવાર પશ્ચાત્તાપ કરી દુઃખાનુભવ કરતા હોય તો તેમને તારે સમજાવવું જોઇએ કે હે ભાઇઓ! હવે તમે દુઃખાનુભવ કરવાનું ત્યજી દૃઢતાપૂર્વક મારું શુદ્ધ સ્વરૂપ ઓળખો, અને મારા શુદ્ધ સ્વરૂપની પવિત્ર આજ્ઞાનું અનુસરણ કરી પરમ પવિત્ર બ્રહ્મમાં વિશુદ્ધ પ્રેમ પ્રકટાવો, ને કૃતાર્થ થાઓ. કેવળ પશ્ચાત્તાપથી ફળની પ્રાપ્તિ થતી નથી, પણ સદાગ્રહપૂર્વક કર્તવ્યના અનુષ્ઠાનથીજ ફળની પ્રાપ્તિ થાય છે, એ સત્ય જો તમને જ્ઞાત ન હોય તો હવે તે સત્ય તમે જાણો, ને તે પ્રમાણે વર્તી ફળની પ્રાપ્તિ કરો.

આ કામસ્તવનો વિવેકપૂર્વક પાઠ તથા વિચાર કરનારઉપર શ્રીપરમાત્મા પ્રસન્ન થાઓ, ને તેમને નિરુપાધિક નિરવધિ નિજાનંદમાં અત્યંત અનુરાગવાળા કરી સ્થૂળકામની સત્તાનું ઉલ્લંઘન કરવાનું સામર્થ્ય આપો.

## સદ્‌ગુરુ મહારાજ શ્રીનથુરામશર્મપ્રણીત પુસ્

| પુસ્તકનું નામ. | મૂ |
|---|---|
| | રૂ. |
| ૧ શ્રીઉપનિષદોઃ—તાત્પર્યદીપિકા ટીકાસહિત. | ૬- |
| ૨ શ્રીવેદાંતદર્શનઃ—કાચા પુંઠાવાળું. | ૩- |
| ,, પાકા પુંઠાવાળું. | ૩- |
| ૩ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-શ્રીરહસ્યપ્રદીપિકા નામની ગુજરાતી ટીકાસહિત. પાકા પુંઠાવાળું. | ૨- |
| ૪ શ્રીપાતંજલયોગદર્શન. બીજી આવૃતિ. પાકા પુંઠાવાળું. | ૨- |
| ,, ,, કાચા પુંઠાવાળું. | ૨- |
| ૫ શ્રીયોગકૌસ્તુભઃ—બીજી આવૃત્તિ. | ૧-૮-૦ |
| ૬ શ્રીસાંખ્યદર્શનઃ—ગુજરાતી ટીકાસહિત. | ૧-૪-૦ |
| ૭ શ્રીપરમપદબોધિની—ત્રીજી આવૃત્તિ. | ૧-૪-૦ |
| ૮ શ્રીસદુપદેશદિવાકર. | ૦-૧૨-૦ |
| ૯ સુબોધકલ્પલતા. | ૦-૧૦-૦ |
| ૧૦ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાઃ—સરલા ટીકાસહિત રેશમી પુંઠાવાળો ગુટકો. | ૦-૭-૦ |
| ૧૧ મનુષ્યમિત્રઃ—નવી આવૃત્તિ. | ૦-૪-૬ |
| ૧૨ સ્વાભાવિકધર્મઃ—નવી આવૃત્તિ. | ૦-૪-૦ |
| ૧૩ શ્રીનાથસ્વરોદયઃ—બીજી આવૃત્તિ. | ૦-૪-૦ |
| ૧૪ પ્રશ્નોતરરૂપે વિવિ[illegible] દેશ. | ૦-૩-૬ |
| ૧૫ ઉલટી વાણી[illegible] ગ. | ૦-૨-[illegible] |
| ૧૬ શ્રીઉપદેશ[illegible] પહેલો | ૦-૪- |